॥ वंदेमातरम् ॥

# ર્યુત્ તિલકના કેશનીદીલગીરીનો

# હેવાલ.

રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર.

શા, અમીચંદ નથુભાઈ

દોહીદારોડ

પ્રથમ આવૃત્તિ

## દોહરો.

તિલક આખા દેશનો, રહે લાલને ભાળ;
સો તિલક સપડાયેથી. પાલ. લાલ. બેહાલ.
કેદ તિલક કરવા થકી, કકળ્યો હીંદુસ્થાન;
હડતાળો પાળે હિંદમાં હિંદુ મુશલમાન.

અમદાવાદ.

મનહર પ્રીન્ટીંગ પ્રેસ.

આ પ્રભુ જરૂર હામરે નાઠી મુંબઇ શાહેરમાં ૮

કીમત રૂ ૦—૦—૬

॥ वन्देमातरम् ॥

# મહાશય બીપીનચંદ્ર પાલ

# ભાષણો

થોડા વખતમાં અમારા તરફથી બહાર પડશે માટે અગાઉથી આના આઠની પોષ્ટેજ ટીકીટો બીડવી. ગ્રાહકો જેટલી બુક બહાર પાડવામાં આવશે.

નારકર બ્રધર્સ

મુ. રોહીડા રોડ—રાજપુતાના.

॥ वंदेमातरम ॥

# શ્રીયુત તિલક કેસની દિલગીરીનો હેવાલ.

---

## લલિત છંદ

અરર઼ ઓ પ્રભુ હિંદને વિષે, પ્રગટ તેં કરી હોળીચો દીસે.
ફુલ ગુલાબનું ખીલતુ હરી, અરર કેદશું તીલક કેશરી. ૧
તિલક હિંદનું પુણ્ય જે હતું, અતિજ ફુટડું તેજ શોભતું.
સુઘડતા અતિ જેહમાં ભરી, અરર કેદશું તિલક કેશરી. ૨
મધુર વાણીને કંઠકો કીલા, ભમર જેહના ખુબ તોખીલા.
વરસ છોયની કેદ છે ખરી, અરર કેદશું તિલક કેશરી. ૩
સદગુણી ઘણાને દયાળુરે, દિન જનો તણા છે મયોળુરે.
પરમ કષ્ટ છે તે ગયે હરી, અરર કેદ શું તિલક કેશરી. ૪
અતિજ મહેનતે હિંદને જડયું, પલક એકમાં તે ફસી પડયું.
વહી ગઇ બધી સર્વે ચાકરી, અરર કેદ શું તિલક કેશરી. ૫
અરર઼ ઓ પ્રભુ પ્રાણનાથરે, જગત વંદે સૌ જોડી હાથરે.
જરૂર હામરે નાઠી માહરી, અરર કેદ શું તિલક કેશરી. ૬
મુંબઇ શાહેરમાં બધુકો ફરી. તિલક પાછળે બહુ ગયા મરી.

તદપી રાજે આ દાદના ધરી, અરર કેદ શું તીલક કે?
જનમ જીવતા શી રીતે જશે, સુજ ન પડે ઇશ ચો' દીશે.
અરજ અમને આંસુથી ભરી, અરર કેદ શું તિલક કેશરી ૮

## રા. રા. ગંગાધર તિલકના દેશપાર થવાથી

---

## શોકની કવિતા.

### રાગ—હીચનો.

હાય હિંદનો હીરો તિલક ચાલતો થયો.
ચાલતો થયો તે કાળે પાણીએ ગયો. ૧
એણે કામતો અનેક પ્રજા હીતના કર્યાં.
જેણે જગતમાં ભંડાર કીરતી તણા ભર્યાં.
સ્વદેશ અભીમાનથી અપરાધી તે ઠર્યાં. ૨
દુનીઆમાં સ્વાર્થ માટે સહુ માનવી તણાઇ.
વીણ સ્વાર્થમાં પુરૂશ વીર કોઇ અથડાઇ.
એવો વીર રત્ન આજ દુર દેશથીજ જાઇ. ૩
આજ શોકની છાયા છવાઇ દીસે ઠાર ઠાર.
નહીં નુરવાન દીસતા નગર નર નાર. ૪
મુંબઇ શેરમાં થયો છે આજે મોટો હાહાકાર
બેઠા ધામીંક ગ્રહસ્થ આજ શોકને ધરી
છોડી વણજને વેપાર પેઢી બંધતો કરી ૫

નારકર કહે દયા છેક છોડી તે હરી.

---

## મનહર છંદ.

તીલક તીલકે હવે દેહમાંહી કીધો વાસ
તે દુ:ખ છોડીને શા વડેજ સુખ ધાવું
હિંદ હીરો હૈયા કેરો મનુષ્યોનો દેહ થયો
થણું ઘણું દુ:ખ તેતો કેમ કરી ટાળવું ૧
દેશ તણી દાઝ જાણુનાર દેશી ભક્ત ગયે
કહો દેશ ગુજરાન શી રીતે નિભાવવું
સુણો સર્વ દેશી લોકો તિલક જે લખાને ગયે
નુરશુર હિંદ તણું ગયુ દુ:ખ ધારવું. ૨

---

## માલિનિ છંદ.

તીલક તીલક કરતાં માનવી કષ્ટ પામ્યાં
વિપ્રિત કુત્ય જોઇને સુખડાં સર્વે વામ્યાં
નિશદીન દુ:ખ ઝાઝું બંધવે પાર કીધો
પ્રભુ પદમન લાવે દંડ ભારેજ દીધો. ૧
રટી રટી રટી રામા સોક સૌકો ધરે છે
શરણુ શરણુ તારે પાર્થના સહુ કરે છે
નથિ નથિ મળવાના હિંદને શુભ કામે

તિલક પડયા કેદ્દે શોક છે સર્વે ગામે ૨

---

## શ્રી યુત બાળગંગાધર તિલક મહારાજ પ્રાતુસ કાળમાં ઉઠી પોતાનુ નિત્ય કર્મ તેનું ઉદાહરણ.

---

### ઝુલણા છંદ.

ઉઠી પ્રભાતમાં દંત ધાવન કરી, મુખ પખાળીને સ્નાન કરતા.;
દાન દયા વળી આપ મન ધારીને, નેક શ્રુતિઓ યાદ કરતા. ૧
શીવ સ્મરણ કરી ધ્યાન હરીનું ધરી, વસ્ત્ર ધારણ કરી આપ જોતા
જગ્ત દુ:ખ ટાળવા ધર્મ સંભાળવા હિંદની વારે તો આપ ધાતા;

---

### રાગ મરશીયા.

હાય વોયરે મુંબાઇમાં શોક છે અપાર.
મુંબઇમાં શોક છે અપાર.
સુણી વાત ચાલે અસરૂ ધારરે. હાય.
જે હિંદ તણો હતો હીરો સ્વદેશી બંધુઓનો વીરો.
હિંદ પ્રજા માટેજ અધીરોરે હાય.
નહોતું કરયું પૈસા માટે કામે નીજ દેશ સુખ જોવાની હામે
પ્રજા માટે છોડયા સુખ ધામેરે હાય.

અશાડ વદી નોમે બુધવારે. રાત્રી નવ વાગ્યાના સુમારે
વીર તીલક કર્યા દેશ પારરે હાય.
ઘણી આશા હતી દીલમાંઇ. તેનો અંશ મળ્યો નહી કાંઇ
દેશવટો સુણી ઉઠી લાઇરે. હાય.
પ્રજા તારી સહુ જય બોલે. નહી હીંદમાં તીલકની તોલે
આજ દુખી પ્રજા સહું ડોલેરે. હાય.
થાયો તીલકનો સદા. જયકારે. એવી આશીશ આપો
નરનારે. અમીચંદ સાહે કીરતારે. હાય.

---

## રાગ વૈદરભીનો.

કીસ્મતે ક્રોધ જણાવીઓ. કરયું રત્નનું હર્ણુ,
તીલક આખા હિંદનો, તોડી નાખ્યો ઘર્ણું કીસમતે ક્રોધ જણાવીએ
બાળગંગાધર નામ છે, પોતે તીલક મહારાજ;
દેશની સેવા બજાવતાં, પડયા કેદમાં આજ, કીસમતે ક્રોધ જણાવીઓ
સન ઓગણીસે આઠમાં, તારીખ તેવીશ જાણુ;
દશમને બુધવાર છે, જુઓ રાજ પ્રમાણુ કીસમતે ક્રોધ જણાવીઓ
રાતના નવ વાગ્યા પછી જડજે ફરમાવ્યું જાણુ;
૭ વર્ષ દેશ નિકાલ છે હજાર દંડ પ્રમાણુ.
કીસમતે ક્રોધ જણાવીઓ ૪
મીત્રો સૈ કાંગ્રેસના અતિ દિલગીર થાય.

દેશ વિદેશના રાજવી. સુણુતાં કાંપે કાય.

કીસમતે કોધ જણાવીઓ. ૫

જુગતીથી પાછળ કાઢીઓ, મોહર ગાડીમાં ચાર.

કોઇને ખબર પડી નહિ. સ્પેશીઅલ ગાડી તૈયાર.

કીસમતે કોધ જણાવીઓ. ૬

સૌ કહે છે સાબરમતિ છે, જેલ અંદર જાણ;

જડજ સાહેબે મોકલાવીઆ, ખરૂ એ છે પ્રમાણ;

કીસમતે કોધ જણાવીઓ ૭

એક તીલકને કારણે, કેવાં જુગતીનાં કામ;

વાહ વાહરે ખુબી રાજની, કહે છે અમીચંદ

કીસમતે કોધ જણાવીઓ ૮

---

## રૈયતના તરફની દીલગીરીનો વિલાપ એ રાગ, મહાતમનો.

---

## પાણીમે ધુમચ્યા મચાયા એ રાગ.

જુઓ રૈયત રૂવે હિંદુસ્તાનની,

રીઓય હાયરે રઇયત રૂવે હિંદુસ્થાનની;

દેશ વિદેશ રૂવે મુલતાનની, રઇયત રૂવે હિંદુસ્થાનની;

તીલક કેદ પકડાયા જ્યારે, શોક વાધ્યો ઘેર ઘેર ત્યારે;

પાડી હડતાળ સૌ સંસારે,,

રીઓય હાયરે રઇયત રૂવે હિંદુસ્થાનની ૧

નથી ભાવતુા અંનને પાણી, ખોઇ દુકાનદારોએ કમાણી

રૂવે સૌકો આંખે લાવી પાણી.

રીઓય હાયરે રઇયત રૂવે હિંદુસ્થાની; ૨

આભ સુર્યે વાદળ ગયો છાઇ, નથી સુજતું કોઇને કાંઇ;

ધુમ મુંબઇ આખે તો મચાઇ,

રીઓય હાયરે રૈયત રૂવે હિંદુસ્થાનની. ૪

પડી હડતાળો ગામો ગમે; હિંદુંસ્થાન જુઓને તમામ;

જુએ સૌકોએ ખાસો આમ;

રીઓય હાયરે રૈયત રૂવે હિંદુસ્થાનની; ૫

તિલક હતા ઘણા પરોપકારી; સ્નેહી સૌના તે દુખ વિદારી

નામ તીલકના જાએ વિસારી;

રીઓય હાયરે રૈયત રૂવે હિંદુસ્થાનની; ૬

દેશ ભલાને ભાષણુ કરતા; દેશ વિદેશ રોજ વિચારતા

કેદ પડે તિલક સૌ ઉચરતા;

રીઓય હાયરે રૈયત રૂવે હિંદુસ્થાનની; ૭

દેશ સેવાને લીધો અવતાર, ભલે કેદ કરે સરકાર;

દુઃખ તિલક નામને લગાર,

રીઓય હાયરે રૈયત રૂવે હિંદુસ્થાનની; ૮

## દોહરો.

કલકતા કાશી અને કોટા કોલ્હાપુર.
મારવાડ નો લોક શૈ દીલગીર થયા જરૂર. ૧
ઘોઘા શોકાતુર છે, ગોડંળ છે પણ તેમ.
શોક થયો છે કારમો જરા ન આણી રહેમ; ૨
ભાવનગરને ભુમલી વિજાપુર વઢવાણ
ડભોઇ જંબુસર અને વડોદરે થઇ જાણ. ૩
પાટણ પેથાપુર ભણી પસરી ગઇ છે વાત
કેદ તીલક મુંબઇ પડે ઘણી થઇ છે ઘાત ૪
ઇડર અમદાવાદમાં ગયાનુશ અપાર
કચ્છ માંડવી પોચીયાં ઠઠ્ઠામાં નિરધાર ૫
દેવધ આલોદ જાંબુવા ઉદેપુર જે રાજ
તિલક કેદ કર્યા થકી શોક વધ્યો બહું આજ ૬
મ્હૈસુરને મદ્રાસમાં ફરી વળ્યા છે તાર
પુના સતારા પોચીયો ગોવાને મલબાર ૭
રંગુનને નાતાલમાં સુણી વાત જે વાર
કાબુલી દીલગીર થયાં બગાલીજ અપાર
નડીઆદ નાદોદ નાગપુર નદુરબાર નાશીખ ૮
તળોદા પ્રેરકાશા સીરપુર શાહાદા સુલતાનપુર
ધુલીઆ માલે ગામમાં ધરણુ ગામ અપાર ૯

આકોલા ઉમરાવતી. ખંડવાને જલગામ
ત્રંબક પંઢરપુરના કહે થયું નહીં ઠીક. ૧૦
લાહોર પંજાબ લખનોર ગામ જે ગીઝની કાબુલ
દિલ્લી આગ્રે જાણીયું મુંબઇ બનીયો ફેર ૧૧
માતર મહેમદાવાદને ખેડા પામ્યું શોક
ડકપુર કકળે ઘણું વળી જાતરૂ લોક ૧૨
ભરૂચને ખંભાત પણ દિલગીર થયું વિશેષ
જામનગરને દવારકાં પુરણ પ્રગટયો કલેશ ૧૩
કપડવણુને ગોધરા લુણાવાડ ઉજેણુ.
વાડાસીનોરને ઠાસરા આણંદને ઉમરેઠ ૧૪
એહ વિના ગામો ઘણાં રહી ગયા છે અપાર
જુજ ગણાવ્યા આજ મે સમજી લેજો સાર ૧૫
કવર કુયાટને તારથી થયું સર્વે ને જાણ
દેશ હિતને કારણે તિલક કેદ નિરવાણ. ૧૬

---

## મનહર છંદ.

જુલમ જુલમ ઘણો ત્રાહી ત્રાહી કરે લોક
માણસોના થોક થોક રૂવે નર નારીઓ
શહેર અને ગામો ગામ હડતાલ ઠામો ઠામ
પાડી બેઠા છે તમામ સઘળા વેપારીઓ ૧

દેવ દરબાર યાર શોકાતુર છે અપાર
થયો બહુ હાહાકાર બોલે છે બજારીઓ
કહે અમીચંદ વિકુણી મારૂ ગામ
સાંભળ્યું છે ખાસો આમ તે મુખે ઉચારીઓ ૨

—o—

## મનહર છંદ

કાછીઆ, વોરા, સુતાર, લુવાર, ને ધોબી, માળી;
દરજી, તંબોલી, કોળી, કુંભાર પીડાય છે.
સોની, મોચી, ભવઇયાને, ગળ્ઇંયા આણુ આણુર
વહીવંચા, સંચાવાળા, દુઃખમાં દબાયા છે
પંચોળીને, ભાવસાર, કણુબી, કડીયા, ઘાંચી.
વાણીયાના પ્રાણીઆતો, શીખાએ બંધાઆ છે.
બ્રાહ્મણોને ભોઇ રોઇ, ગયા ધાયજારે ઘણા;
જોગી ભોગી રોગી તીલ્ક શોકમાં ફસાયા છે.
કંદોઇને કંસારા, મરાઠાને મારવાડી,
દક્ષણી અને ઘાટીઓનું રસાતાળ વાળ્યુ છે.
નિચો જાતના લોક થોકે થોક મુકે પોક
પારશીઓ તણું ઘણું હૈયું શોકે બળ્યું છે.
મુસલ માનો તો તનમન દઇ ખુદા પુકારે
તે સાંભળો સરકારે સામુ નહિ ભાળીસું છે.

પેપરવાળા તો સપડાઇ જવા માંડયા સહુ
જહાં જહાં જોઇ ત્યાંતો દુઃખજ નિહાળુ છે.



## એક પંથ દો કાજ.

# સ્વદેશ પ્રેમી ગ્રહસ્થો માટે ઉત્તમ તંત્ર

## પ્રાણવ્યવહાર

### ( પાશ્ચાત દેશોમાં પ્રચલિત મેસ્મેરિઝમ નામની તંત્ર વિધાનું સંપુર્ણ સ્પષ્ટિકરણ )

આ તંત્રના પ્રયોગથી નિંદ્રાવશ થયેલા માણસો પેટી તથા કબાટમાં શું મુકેલું છે તે કહિ શકે છે. તથા અમુક રોગ થવાનું કારણ તથા તે કયારે અને કોનાથી કેવે પ્રકારે મટશે તે કહી શકે છે; તથા ઘણી અધ્યાત્મીક શોધોની ઘણી સારી રીતે માહિતી આપી શકે છે, તથા પોતાના જીવીતને મોક્ષ એટલે પરમાનંદને માર્ગે હવે પછી શી રીતે ચડાવવું તેનો કંઇક પણ માર્ગ બતાવી શકે છે, એકંદરે આખા જગતના બનાવો એક ઠેકાણે બેઠાં કહી બતાવે છે, તથા શરીર રચના જોઇને કહી બતાવે છે.

અમોને પણ એક શોધની ઘણી સારી માહિતી આ તંત્રના પ્રયોગ કરવાથી મળેલીછે, અને અમોએ એનાં પુસ્તકની ઉપજેલી કીમતમાં છાપવાનું ખર્ચ બાદ કરતાં બાકીની રકમ તે શોધમાં વાપરવા ઠરાવ કરેલો છે માટે સર્વ સ્વદેશ પ્રેમી ગ્રહસ્થો આ પુસ્તક લઈ શોધ કરવામાં મદદ કરશો.

પુસ્તકની કીંમત અગાઉથી રૂ. ૩) પાછળથી ૩-૮-૦ ટપાલ ખર્ચ માફ.

નામ નોંધવાનું ઠેકાણું- પા. ભીમાભાઇ કહાનદાસ કરમસદ

તા. આણંદ ( ગુજરાત )

## બચ્ચાંને સુખી અને તનદુરસ્ત જોવા

## ...ા તો હરજીવનદાસ ન્યાલચંદની

## જગ પ્રસિદ્ધ બાળા ગોળીઓ.

...પરી ખાત્રી કરો. જેને માટે લાખો સરટીફીકેટો મળેલાં છે. ,ન ગીરનારની તાજી વનસ્પતીમાંથી બનાવવામાં આવેછે. અફીણ જેવો ઝેરી પદાર્થ વપરાતો નથી, પરંતુ બચ્ચાને બુદ્ધી વધારનાર ઉંચી ઔષધીઓ વાપરવામાં આવે છે.જે એક ગીરનારના પવિત્ર ડુંગર ઉપર વસનાર મહાત્માની પ્રસાદી રૂપે હાથ આવેલી પ્રસીદ્ધીમાં મુકવામાં આવેલીછે. બચ્ચાના લાભાર્થે કીમત ગોળી ૨૦૧ ) ની શીશી ૧ નો રૂ. ૦॥ પસંદ ન પડે તો પૈસા પાછા.

**હરજીવનદાસ ન્યાલચંદ, ભટ**

જુનાગઢ.

## જન્મ મરણ ની હગીગત જાણવી હોયતો

હમો માણસના ગુણ દોસ કહી બતાવનાર અને કેવા હુન્નરકરસે હસ્ત રેખા ઉપરથી જન્મ મરણની હકીકત કહી બતાવવામાં આવશે ગામ- નારદીપુર તાલુકે. કલોલ હાલ- અમદાવાદ ઠા. સરસપુર

સ્વદેશી પવિત્ર દવાઓ વાપરો.

# અખુટ શક્તિ વિર્ય વૃદ્ધિ પુરૂષત્વનો પર

## ❀ आरोग्य तरंग ❀

નબલાનો અબળ મીત્ર અખુટ શક્તિથી બાંધો કરનાર, અપાર વીર્યથી મગજ ત્રપ્ત કરનાર, કમી થયેલ ચાહકાશક્ત તેમજ જ્ઞાનતંતુઓને સુતેજ કરી શંઢત્વને પુનઃ પુરૂષત્વ આપનાર, સ્ત્રીઓના પ્રદર અને પુરૂષોના પ્રમેહનો જડમુલથી વિનાશ કરી અનેક વ્યાધીઓને આરોગ્યતા આપનાર, ગોળી ૧૦૦ ડબી. રૂ. ૨

ચક્ષુના અનેક અંજનો વાપરી નીરાશ થયેલાઓ માટે.

## ❀ નેત્રમણી. ❀

ચક્ષુ એજ જીંદગીનું અમુલ્ય રત્નછે. માટે તેની રક્ષા કરવી એ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે. તેનું અંજન કરવાથી. ફુલાં, ઝાંખ, તીમીર વેલ, ખીલ, માંસનુ વધવું પાપણોનુ ખરવું, પાણીનુ ઝરવું. રતાંધલા પણું અલ્પ દ્રષ્ટી વિગેરે નેત્રના દરદોને ચમત્કારીક રીતે નાબુદ કરેછે. ડબી. રૂ. ૧.

ઉપરના ઔષધો અમારી ઔષધાલયમાં વ્યાજબી કીમતે તૈયાર મલશે દેશાવર તેઓને ખર્ચે વી. પી. કરવામાં આવશે. વૈદ્ય. રૂઘનાથ હરીભાઇ ઔષધાલય.

રીચીરોડ—અમદાવાદ.